


રબારી સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

રબારી સમાજ કેટલાક બીજા નામોથી પણ ઓળખાય છે જેવા કે દેસાઈ, માલધારી, રાયકા, હિરાવંશી, વિહોતર. રબારી સમાજ માટે જે માલધારી તરીકેની ઓળખ ધરાવે છે. તેમાં રબારી સમાજ પહેલેથી જ પશુપાલન સાથે જોડાયેલો હોવાથી માલધારી તરીકે ઓળખાય છે.

હિરાવંશી નામ માટે એક દંતકથા પ્રવર્તે છે. તેમાં તેવું માનવામાં આવે છે કે હિરો રબારી જેનો આ વંશ છે, તેથી રબારી સમાજને હિરાવંશી તરીકે પણ ઓળખવામાં આવે છે.

રબારી સમાજ ૧૩૩ શાખાનો બનેલો સમાજ છે. તેથી તેને 'વિહોતર' તરીકે ઓળખવામાં આવે છે. વિહોતર નામ સમાજમાં પ્રવર્તતી સાખોના આધારે એટલે કે ૨૦-૧૦૦-૧૩ પરથી વિહોતર નામ આપવામાં આવ્યું છે.

રબારી શબ્દ રાહ-બરી શબ્દમાંથી બન્યો છે. તેવું માનવામાં આવે છે.

રબારી સમાજમાં તેની સાખ પ્રમાણે કુળદેવીઓ જોવા મળે છે. જેમ કે નોગોંહ,લળતુકા, લુણીના કુળદેવી દિયોદરી (બ્રહ્માણી)માતા છે. ભુંગોર, ખટણાની કુળદેવી સેનોજ માતા છે. આલ, ભૂંભળિયાની કુળદેવી લિંબોજ માતા છે. ઘોઘોળોની કુળદેવી લાખણેચી માતા છે વગેરે..........

રબારી સમાજ દેવ-દેવીઓમાં ખૂબ જ માન્યતા ધરાવતો સમાજ છે. તેમજ તેમણે નિર્ધારીત સમય પ્રમાણે તેઓ રમેણ, હવન, માંડવા જેવી વિધિઓ દ્વારા દેવ-દેવીઓનું પૂજન કરે છે. તેઓ ભૂવા તથા દોરા ધાગામાં પણ માન્યતા રાખે છે. તેમની માતા (દેવ-દેવી)ઓ પ્રત્યેની શ્રધ્ધા વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે છે.

રબારી સમાજની પોતાની જ્ઞાતિ પંચાયતો પણ છે. સમાજમાં જ્યારે છૂટા-છેડા, ઝઘડા જેવી ઘટનાઓ ઘટે ત્યારે સમાજના આગેવાનો તેનું નિરાકરણ લાવે છે.

રબારી સમાજ વિભિન્ન પ્રદેશો વિવિધ વિભાગોમાં એટલે કે પરગણામાં વિભાજીત થયેલ જોવા મળે છે. જેવા કે પાટણની આજુબાજુના પ્રદેશમાં વસવાટ કરતા રબારીઓ પાટણવાડીયા રબારી તરીકે, કડીની આજુબાજુ વસવાટ કરતા રબારી ચુંવાળીયા રબારી તરીકે, ગાંધીનગર આજુબાજુ વસવાટ કરતા રબારી ડંઢાયા રબારી તરીકે, ડીસા આજુબાજુના પ્રદેશમાં વસવાટ કરતા રબારી ડીસાઓળીયા રબારી તરીકે, ભાભર આજુબાજુના પ્રદેશમાં વસવાટ કરતા રબારી દેશી રબારી તરીકે, કચ્છમાં વસવાટ કરતા રબારી કચ્છી રબારી તરીકે ઓળખાય છે.

રબારી સમાજ ગોગા મહારાજ, સીકોતર માતા, દિયોદરી માતા, અગરમાતા, લીંબોજમાતા, સંધી માતા, ચેહરમાતા, હડકવાઈમા, જુહમાં, મેલડીમા, ઝોપડીમા, જોગણીમા, બહુચર મા, દીપેશ્વરીમા, સેમોજમાં વીર મહારાજ, કુવેરમા, રામબાઈ મા જેવી દેવ-દેવીઓની પૂજા અર્ચના કરે છે.

રબારી સમાજ સવિશેષ ગોગા મહારાજને માને છે. તેના નામચીન ભુવાજીના નામ તથા ગોગા મહારાજના




ધર્મ સ્થળોના નામ આપેલા છે. તથા બીજા પણ દેવ-દેવીઓના ભૂવાજીના નામ તથા સ્થળ સામેલ છે.

ડૉ. દક્ષા ભાવસર




**સમાજનું નામ**

રબારી સમાજને માલધારીસમાજ, ગોપાલક સમાજ, ભરવાડ, પશુપાલકસમાજ રાયકા, દેસાઈ, હિરાવંશી વગેરે નામોથી ઓળખવામાં આવે છે. પરંતુ સામાન્ય રીતે ચારે દિશાના લોકો એકબીજાને 'રબારી'તરીકે ઓળખે છે.

**ભૌગોલિક વિસ્તાર :**

સમગ્ર ભારતવર્ષમાં માલધારીઓ પ્રસરેલા છે. ગુજરાત-સૌરાષ્ટ્ર-કાઠિયાવાડમાં પણ મોટી સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે.

**સૃષ્ટિ સર્જનની કલ્પના**

સૂર્ય, ચંદ્રને આ સમાજ દેવ તરીકે પૂજે છે. દર વદ ચોથે ઉપવાસ કરે છે. સુદ બીજના ચંદ્રદર્શનનો દિવો કરવાનો આ સમાજમાં ભારે મહિમા છે. સૃષ્ટિસર્જનની બીજી કોઈ આગવી કલ્પના આ સમાજમાં નથી.

**સમાજનો પોતાના ખ્યાલનો ઈતિહાસ**

રાજસ્થાનના જેસલમેર થઈ નીકળીને ફરતાં ફરતાં ગુજરાતમાં આવ્યા હોવાનું કહેવાય છે. જેસલમેરના કોઈ મુસ્લીમ રાજાએ સમાજની દિકરી પર કુદૃષ્ટિ કરી તેથી સમાજ ત્યાંથી નીકળી ગયો. ત્યારથી બહેનો

માટે કાળી ઓઢણી નાંખવાનો રીવાજ પણ પ્રચલિત થયો હોવાનું મનાય છે.

ભારતીય સંસ્કૃતિમાં ગોપસંસ્કૃતિના બીજ વર્ષોથી રોપાઈ ચૂક્યા હતાં. પશુઓને પાળવા, પશુઓનો જીવનનિર્વાહમાં સહકાર-આધાર લેવો એ મનુષ્યનો આદિકાળથી સ્વભાવ રહ્યો છે. કૃષિસંસ્કૃતિની સાથે સાથે પશુપાલનનો વ્યવસાય પણ વિકસતો ગયો.

પશુપાલકોની સંખ્યા ગોપસંસ્કૃતિમાં મોટી માત્રામાં અસ્તિત્વમાં આવી. ગોચરની શોધમાં પશુધન-ઘરવખરી, પરિવાર સાથે આ સમાજના લોકો સમગ્ર ભારતમાં પ્રસર્યા. આપણે ત્યાં ભારતીય ગ્રંથોમાં ભારતીય સંસ્કૃતિમાં ગાયોને પવિત્ર માનવામાં આવી છે. આ સમાજ પશુપાલન માટે ઘાસચારાના મેદાનો અને પાણીની છતવાળા પ્રદેશોમાં ફેલાયો. એટલે કોઈ એક જ સ્થળમાં એ કેન્દ્રિત થયેલો જોવા મળતો નથી.

હિન્દુ સંસ્કૃતિમાં જ્ઞાતિપ્રથાનું મૂળ ખૂબ ઊંડુ છે. દરેક સમાજ જ્ઞાતિની કથાવાર્તાઓ, કિંવદંતીઓ, દંતકથાઓ પણ જોવા મળે છે. એમ આ સમાજની ઉત્પત્તિની પણ કોઈને કોઈ કડી પુરાણોમાંથી મળી આવે.

આ સમાજ પોતાને કૃષ્ણના વંશજ તરીકે ઓળખાવે છે.

જ્ઞાતિના ઈતિહાસ મુજબ રબારીઓ પોતાને શ્રીકૃષ્ણના કુળ સાથે અને ભરવાડ પોતાને નંદનાકુળ સાથે જોડતા જોવા મળે છે.

ઈતિહાસ મુજબ રબારીની ઉત્પત્તિ ત્રેતાયુગમાં તો ભરવાડની ઉત્પત્તિ દ્રાપરયુગમાં થઈ હોવાનું મનાય છે. નંદ એ મૂળ ભરવાડ હતા એમ માનવાને અનેક કારણો છે. એટલે કૃષ્ણ સાથે ભરવાડોનો નાતો સાચો

ગણી શકાય. કેટલાક ઈતિહાસકારો રબારી અને ભરવાડ બંનેને 'આહીર' બતાવે છે. કાળક્રમે આ વર્ગના અલગ ફાંટા પડયા એમ જણાવે છે. છેલ્લા પાંચેક હજાર વર્ષોથી અવાર-નવાર મધ્ય એશિયા, યુકેટીશ, કોશિયશની, પર્વતમાળા, ઈરાન, બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, કાશ્મીર અને હિમાલયની ખીણમાંથી જે જે પશુપાલકો પોતાના પશુઓ લઈને આવતા ગયા તે પશુપાલકોના વંશો પણ આ સ્થાનિક પશુપાલકોમાં ભળતાં ગયા.

આપણે ત્યાં ઈ.સ.ની આરંભની સદીઓમાં ગૌરાંગ હુણો અને રક્તાંગ હુણો આવ્યા. તેઓમાંના ગૌરાંગ હુણો તે રાજસ્થાન માર્ગે પશ્ચિમમોમર સૌરાષ્ટ્રમાં આવેલી મેર કોમ છે. રક્તાંગ હુણો તે પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવી વસેલી માતાની પુજક રબારી કોમ છે. રબારીઓ મુખ્યત્વે ગોપાલકો છે. આ કોમ આપણા દેશમાં આવેલા ગુર્જરોનો ફાંટો છે. આ રબારીઓ પ્રાય : ગૌરાંગ છે અને ગોપાલક છે. ગુર્જર 'દેસાઈ' રબારીને પણ તેનું આગવું મહત્વ છે.

આ પ્રજા પોતાના પશુધન સાથે નિયત કરેલા પંથકમાં ગુજરાન કે નિર્વાહ માટે સતત ભ્રમણશીલ રહેતી અને પરત આવતી એવાં સમર્થનો સાંપડે છે. પરદેશી ઈતિહાસકારોએ લખેલા ઈતિહાસમાંથી તારણો કાઢી કેટલાક ઈતિહાસકારોએ આ પ્રજાને બહારથી આવેલી પ્રજા બતાવી છે. સમગ્ર રીતે જોઈએ તો તેઓ મૂળે ભારતના જ વતની છે. પરદેશથી આવ્યા નથી.

કેટલાક પરદેશી (કસ્મિથ, કોર્નીલ વગેરે) ઈતિહાસકારોના મંતવ્યો પ્રમાણે આ પ્રજા ઈ.સ.ની પમી દ્ટ્ઠી સદીમાં મધ્ય એશિયામાંથી ભારતમાં આવી હતી.

જ્યારે ભારતીય ઈતિહાસકારોના મત મુજબ તેઓ ભારતની આર્યન પ્રજાના વંશજો છે. તેઓ પરદેશથી આવ્યા નથી પરંતુ આબુ અને તેની આસપાસના વિસ્તારના રહેવાસી છે. આ પ્રદેશ એક કાળે ગુર્જર પ્રદેશ અથવા ગુર્જરોની ભૂમિને નામે ઓળખાતો.

ગુજરાતના આદરણીય મૂર્ધન્ય સાહિત્યકાર શ્રી. ક. મા. મુનશીના મત મુજબ પણ તેઓ આબુ આસપાસના વિસ્તારના રહેવાસી હતા.

શ્રી. પુષ્કર ચંદરવાકર 'વાગે રૂડી વાંસળી' માં જણાવે છે તે મુજબ આ જાતિઓ ગોકુળ-મથુરા ઈત્યિાદી પ્રદેશોમાંથી સ્થળાંતર કરીને અહીં આવી હોય. એ પણ સીધી નહીં પરંતુ મારવાડમાં થઈને હાલાર પ્રદેશમાં વસતી રબારી જાતિઓ પણ ઉત્તર ગુજરાતમાં થઈને આ પ્રદેશમાં આવી હશે.

જામનગર ગેઝેટિયર નોંધે છે કે, ''રબારીઓ'' મૂળ તો ઉત્તર પશ્ચિમમાંથી રાજસ્થાનમાં આવ્યા, ને ત્યાંથી ગુજરાતમાં આવ્યા. તેમની કુળદેવીમાતા સિકોતર જે રાજસ્થાન-જોધપુરમાં છે, તે પરથી આ વાતને સમર્થન મળે છે.

ગુર્જર પ્રજા ૫મી સદી પછી સત્વરે સંગઠીત બનતી ગઈ. રાજા મિહિર ભોજના સમયકાળમાં રાજ્યની સીમા ખૂબ લાંબી પહોળી હતી. આ પ્રજા છેવટે પ્રગતિ કરતાં કરતા રાજપૂતોની હરોળમાં આવીને ઊભી રહી. ગુર્જરોના આ રાજકુળોનું રાજપૂત રાજકુળોમાં પરિવર્તન થયું. ગુર્જરોના રાજકુળો પશુપાલક ગુર્જરોથી જુદા પડતા ગયા. તેઓ રાજપૂતોમાં ગણાવા લાગ્યા. જેઓ પશુપાલનને જ વળગી રહ્યા. અને રાજકુળોથી જુદા પડ્યા તે પશુપાલક ગુર્જરોના લગભગ ૧૮૦૦૦ કુટુંબોનું એકા-એક પોતાની મરૂભૂમિ ભિન્નમાલમાંથી

સ્થળાંતર થયું. (બોમ્બે ગેઝેટિયર, વો-૧-ભાગ-૧- પાના-નં-૪૬૯) એ પૈકી કોઈ એક ટોળું સૌરાષ્ટ્ર તરફ નીકળી આવ્યું હોય.

આમ એકાએક ૧૮૦૦૦ ગુર્જર કુટુંબોનું ઈ.સ. ૧૦૫૦ની આસપાસના વર્ષમાં સ્થળાંતર થયું. તેનું રહસ્ય હજુ વણઉકલ્યું છે.

અંગ્રેજ મહિલા ઉમુ ઋફિયા પણ રબારીઓને ઈ.સ. પૂર્વે ૫૦૦માં બહારથી આવેલી જાતિ તરીકે ઓળખાવે છે. તેમના મતે રબારી ઉંટ પાળનાર લોકો હતા. તેઓ પર્શીયન, ગ્રીક અને મધ્ય એશિયાના લોકો હતા. આ ઉંટપાલકો રણપ્રદેશમાં ગયા. જે સમય જતાં વિભાજિત અને પુન : વિભાજિત થઈને પેટા પ્રદેશો અને રજવાડાઓમાં પરિણમ્યા. ૭ મીથી ૧૧મી સદીમાં આ પ્રદેશનો પશ્ચિમ ભાગ (સિંધ) ઈસ્લામિક લશ્કરોના હુમલાનો ભોગ બન્યો. જેને કારણે કેટલાક લોકો પૂર્વ વિભાગ (હાલનું રાજસ્થાન)માં જતા રહ્યા. જ્યાં તેમણે આશરો મેળવ્યો. ૧૧મી સદીમાં રાજસ્થાન હિન્દુ રાજપૂત રજવાડાનો ગઢ બન્યો. જ્યાં મોટે ભાગે ગોપાલકોની વસ્તી હતી.

દરેક પેટા જૂથના રબારી સર્વ સંમતિથી જેસલમેર અને મારવાડને તેની માતૃભૂમિ ગણે છે. મોટેભાગે આ જુદા જુદા જૂથો ૧૧મી સદીમાં અને ઈસ્લામીક હુમલાખોરોએ ગોપાલકોને હાંકી કાઢયા, તે પહેલાનું એક સંગઠીત જૂથ હતું. આનુસંગિક દંતકથાઓ મુજબ રબારીઓના રાજપૂતો સાથેના સંબંધો ફાયદાકારક પુરવાર થયા. કદાચ આ વાત ના માનીએ તો પણ ઐતિહાસિક પુરાવાઓ ઉપરથી રબારીઓ અને રાજપૂતોના ગાઢ સંબંધોની માહિતી મળે છે. રાજપૂત રાજાઓ મોટે ભાગે ઉંટપાલકો ઉપર આધાર રાખતા

હતા. કારણ કે ઉંટ એ લશ્કર અને વેપારનું મુખ્ય વાહન હતું. રાજાઓ આ લોકોને દૂત, જાસુસો અને કેટલીકવાર તો દરબારના સલાહકાર તરીકે પણ નિયુક્ત કરતા.

જો કે રાજસ્થાન એ તેમનું કાયમી રહેઠાણ ન હતું. વૃદ્ધોને યાદ છે કે રબારીઓ રાજા દ્વારા પિડિત થયા. આથી રબારીઓ સિંધ રાજ્યમાં ભાગી છૂટયા. ત્યાં તેમનું રક્ષણ થયું. રાજસ્થાનના રાજાએ તેમનો પીછો કર્યો. જેણે રબારીઓને રક્ષણ આપ્યું હતું તેને મારી નાખ્યો. સદ્ નસીબે રબારીઓ ભાગી છૂટવામાં સફળ થયા. પણ ફરીવાર તેમને પ્રથમ કચ્છ અને ત્યાર બાદ સૌરાષ્ટ્રમાં સ્થળાંતર કરવાની ફરજ પડી. આ પ્રકારની માન્યતા રબારી સમાજમાં આજે પણ અસ્તિત્વ ધરાવે છે.

ભગવદ્ગોમંડળમાં ભાગ-૫માં 'રબારી' શબ્દની સમજૂતી આ પ્રમાણે મળે છે. ''પશુધનવાળો ગોવાળ, આહીર, ભરવાડ, રાયકો અને ગોપ જેવી એક કોમ. ગાયો, બકરાં, ઘેટાં વગેરે દૂધાળા પશુ રાખનાર એક જાતિ. આ જાતિ આખા સૌરાષ્ટ્ર પ્રાંતમાં અને ગુજરાતના ભાગમાં છૂટી છવાયેલી વસેલી છે. પરંતુ મોટો ભાગ તો બરડા તથા ગીરના ડુંગરમાં વસેલો છે. કર્નલવોકર રબારી કોમને આ પ્રાંતના મૂળ વતની ગણે છે. આ કોમ નીતિમાં કડક હોય છે. તે વડીલોની આમન્યા અને મર્યાદા ખૂબ જાળવે છે. તેમનું ગૃહસ્થજીવન એકંદરે સુખી હોય છે. પુરુષ કરતા સ્ત્રી વધારે ચાલાક અને વ્યવહારું હોય છે. આ કોમ મજબૂત અને કઠણ બાંધાની હોય છે. આ કોમ જૂઠૂ ભાગ્યે જ બોલે છે. તેમજ ઈષ્ટદેવના સોગંધ પાળે છે.

## જન્મવિધિ

### બાળકના જન્મના સમયે કરાતી વિધિ :

બાળકના જન્મ સમયે ગળથૂથી પીવડાવવામાં અન્ય સમાજની જેમ આ સમાજ પણ માને છે. જે હાજર હોય એ વડીલ બેન (ફોઈ, દાદી, નાની કે માસી) બાળકને ગળથૂથી પાય. મધ-ગોળ-પાણી જેવા દ્રવ્યોથી ગળથૂથી બનાવવામાં આવે છે.

### બાળકનું નામકરણ પંચેરો કે છઠ્ઠીની વિધિ :

બાળકનું નામ છ દિવસે પડે તે દિવસે ગોળ વહેંચાય. બાર દિવસે ઘોડિયું બંધાય છઠ્ઠીની વિધિ પણ અન્ય સમાજની જેમ જ થાય. પાણિયારે સફેદ -કોરું વસ્ત્ર, કલમ, કંકુ મૂકાય દીવો થાય.

ઘોડિયું બંધાય ત્યારે 'ઘૂઘરી' બનાવવાનો રિવાજ જોવા મળે છે. ઘઉંને બાફી એમાં ચણા અને ગોળ નાંખવામાં આવે. બાળકોને વહેંચવામાં આવે.

સવા મહિને સાસરીપક્ષવાળા તેડવા આવે. બાળક અને દીકરીને પિયરપક્ષવાળા યથાશક્તિ દાગીના, કપડાં, પૈસા વગેરે આપે.

## લગ્નવિધિ

સગાઈ : સગાઈ રૂપિયો, શ્રીફળ અપાય. સાડી, ચૂંદડી, ચાંલ્લો અને યથાશક્તિ દાગીનો આપવામાં

આવે છે.

કંકોત્રી : કંકોત્રી લખવાની હોય ત્યારે ભાઈઓ ભેગા થાય. લગ્ન તો હિંદુ રીતરિવાજ પ્રમાણે જ થાય. સમાજની ૧૩૩ શાખો છે. પોતાના ગોત્ર સિવાય અને પતિ-પત્નીના ગોત્ર સિવાય કોઈપણ ગોત્રમાં લગ્ન થાય.

માતાજીની આગળ પાટ મૂકી, ઘઉંના દાણા મુકવામાં આવે. પછી કુળદેવતા-દેવીઓને આહ્‌વાન અપાય. 'પાટે પધારો' પછી જ 'વેણવધાવો' થાય. એટલે લગ્નનું મુર્હુત દિવસ નક્કી થાય. ઘઉંના દાણામાં એક કણ-એકીકણ, બે કણ-બેકીકણ એ રીતે દિવસ પસંદગી થાય. આને 'કુળદેવતાનો દોઢ' લેવો એમ કહેવામાં આવે. 'એક વેણએ એક વધાવો' એમાં મીનમેખ ન થાય. ક્યારેક બ્રાહ્મણને પણ પૂછવામાં આવે.

આ સમાજમાં સાટાપેટાનો ખૂબ મહિમા છે. 'શેર લેવુંને શેર દેવું' એમા દઢતાથી માને.

લગ્નમાં પાંચ પડા હોય. મુખવાસ, સાકર, મીઠાઈ, ગોળ અને શ્રીફળ મૂકવામાં આવે. કંકોત્રી સાથે આ ઉપરાંત પહેલાં ખાજાં પણ ગળ્યા-મોળા, ફરજિયાત હતાં. માટલીમાં પણ ભરતા. હવે લગભગ બંધ થઈ ગયા છે.

લગ્નવિધિ હિંદુ રીતરિવાજ મુજબ થાય. માંડવો, ચોરી, ચારફેરા, કંસાર, કન્યાદાન વગેરે પરંપરાઓ જળવાય.

દીકરીને લગ્ન સમયે આ સમાજ 'આણું' ન આપે 'આણા' પછી થાય. બે એક વર્ષ સુધી આવન જાવન ચાલુ રહે પછી દીકરીને 'ટંક' આપે. કપડાં, દાગીના, જરૂરી ચીજવસ્તુઓ, રોકડ રકમ ઉપરાંત યથાશક્તિ

વસ્તુઓ અપાય.

**મરણવિધિ**

માણસનું મૃત્યુ થાય ત્યારે ધરતી પર ચોકો કરી સુવાડે, એમાં ગાયના છાણથી લીંપવામાં આવે. દાભ મૂકે, મરનારને નવડાવી કોરા કપડાં પહેરાવી મુખમાં ગંગાજળ, સોનાની રેણ(વાળો સામાન્ય કણી) મૂકાય. નનામીમાં કાષ્ઠ પર પણ દાભ મૂકાય. ચારે બાજુ શ્રીફળ બંધાય. મોટો પુત્ર કાંધ આપે. કુળનો પુત્ર દોણી પકડે. ગામના ગોંદરે કે ઝાંપે ચાર રસ્તે વિસામો આપે. શ્રીફળ ફોડે. સ્મશાનમાં ચિતા પર દીકરો મરનારને અગ્નિસંસ્કાર આપે.

ડાઘુ ઘરે આવી, તળાવે કે બોરે સ્નાન કરે. કુટુંબના એક ભાઈ પાણીના લોટામાં સોનું ઝબોળી એની છાંટ બધા પર નાંખે. હાથમાં પાણી આપી કોગળા કરાવે.

ઘરે આવી ગેસ છાશના ઝારા કરે. જેને 'ડૂવા' કહેવાય. આ 'ડૂવા'બધાને આપવામાં આવે. (આ શબ્દ પટેલોમાં પણ વપરાય છે.)

રવિ-મંગળ જેવા વાર સિવાય સુંવાળા ઉતારાય, મુંડન કરાય. જ્યાં અગ્નિ સંસ્કાર કર્યા હોય ત્યાં ઘડો-લોટો ભરીને લઈ જાય. અગ્નિ ઠારે. દૂધ-પાણીના મિશ્રણથી અગ્નિ ઠારવામાં આવે. પછી અસ્થિ લઈ જાય.

સુંવાળાથી કડાયું મૂકાય. આવનાર પ્રત્યેકને શીરો, મગ, ખીચડી, કઢી આપવાનું શરૂ થાય, ફરજિયાત બધાંને જમાડવામાં આવે.

પહેલાના સમયમાં ૧૨ દિવસે 'બેહણું' થતું. હવે પાંચ-સાત દિવસે રખાય. આવનારને બાર દિવસ સુધી કોગળો કરાવવામાં આવે. બાર દિવસ સુધીમાં લગભગ બધો સમાજ આવી જાય. જે કોઈ આવે તેને સમય મુજબ ચા-પાણી જમવાનું અપાય.

મરશિયા ગાવાનો રીવાજ પણ છે. મરનારના ઘરે ખરખરો કરવા જતી સ્ત્રીઓ ઘરથી દૂર એક હરોળમાં ઘૂમટો તાણી ચાલે. અગ્રણી સ્ત્રી મરશિયા ગાય, પાછળની સ્ત્રીઓ ઝીલે. ઘર આવતાં કૂંડાળુ વળી, છાતી કૂટી મરશિયા ગવાય. મરનારનો મહિમા, સારપ એની ખોટ વગેરે મતલબનો ઉલ્લેખ થાય.

બેન દીકરીને કાંસાનું તાંસળુ આપવામાં આવે જેને 'ઘરો' કહેવાય. પહેલાં તો તેરની સંખ્યામાં અપાતાં હવે તો એક કે બે આપે, સફેદ અને લીલા કોરા કપડાંથી બાંધીને આપે. સ્ત્રી હોય તો સફેદ અને પુરૂષ હોય તો લીલું.

શોક પાળવાનો રીવાજ છે. સ્ત્રીઓ કાળા કપડાં પહેરે. સવા મહિને શોક બદલે. પહેલા તો સામાન્ય રીતે સમાજના પુરૂષો લાલ પાઘડી બાંધતા એટલે મરણ સમયે માથે સફેદ પાઘડી બંધાતી. તે ખેસ હવે તો સામાન્ય દિવસોમાં પણ સફેદ જ પાઘડી બંધાતી હોઈ મરણ સમયે પણ એજ જોવા મળે છે.

**મૃત્યુ પછીના જીવનની માન્યતાઃ**

હા છે. એવું મનાય છે કે બાર દિવસ સુધી આત્મા ઘરના નળિયામાં રહે છે. તેથી બાર દિવસ સુધી દાન-પુણ્ય કરવામાં આવે છે. ઘરના કોઈને સ્વપ્નમાં પૂર્વજ દેખાય તો એને 'પૂર્વજ' તરીકે બેસાડી પૂજવામાં

આવે છે.

**દેવનો ખ્યાલ**

**પશુઓ માટેના દેવદેવીઃ**

કાળી ચામડીનું પશુ હોય તો કાળકામાની માનતા માને. દા.ત. ભેંશ, કાળી ગાય, ગાય-ભેંસ તાજી વિયાયેલી હોય ને દોહવા ન દેતી હોય તો નજરનો દોરો કરાવે. પહેલી દૂધની સેર ધરતી પર છાંટે. જેના કુળદેવી લીંબોજમાતા હોય તેઓ લીમડો કદી ન કાપે.

**- પ્રાકૃતિક તત્ત્વોના રુપમાં દેવદેવી**

નાગદેવતાનું પૂજન ખીજડાનું પૂજન ખીજડાનું પૂજન એટલા માટે કે પહેલા આ સમાજના લોકોનું જીવન મોટે ભાગે ભટકતું જીવન હતું. તેથી ખીજડાના ઝાડ હોય ત્યાં પોતાના પશુને પોતાને માતા રક્ષે એ હેતુથી મંદિરે ઓછું પણ રસ્તે જતાં જયાં ખીજડો હોય ત્યાં ઘોડો (કપડાનો) બાંધતા, તેથી ખીજડો પૂજય ગણાય.

દરેક શાખની કુળદેવી સાથે ચડઉ માતા હોય સમગ્ર સમાજના ઈષ્ટદેવ ગોંગા મહારાજ (નાગદેવતા) નાગપાંચમે, કુલેર-શ્રીફળનું નૈવેધ કરી ઉપવાસ કરે. મેળા હોય. મેળામાં હરખથી સૌ મ્હાલે રક્ષાબંધનને દિવસે કપડાનો ઘોડો બનાવી  કુલેર અથવા સુખડીની નૈવેધ કરે.

ચોમાસાના ચાર મહિનાના સુદ પક્ષની ચોથે દૂધ ડેરીમાં ન ભરાવે, વેચાતું ન આપે નાગદેવતાના નામનો ધૂપ કરી એમને ધરાવે. વળી ઈષ્ટદેવ કે માતાજીની જે તિથિ નક્કી કરી હોય તે દિવસે પણ દૂધ ન વેચે.

ડાકોરનો કાળિયો ઠાકોરને દ્વારકાનો રણછોડરાય ઠાકોરને જે ગોત્ર પૂજતું હોય માનતું હોય તે સુદ બીજે ભગવાનને દૂધ ચડાવે. ડેરીમાં ન ભરાવે.

જે લોકો 'ઠાકર'ને પૂજતા હોય ગાયના વાછડાને ખસીકરણ ન કરાવે.

**મુખ્ય સ્થાનકો :**

રબારી સમાજના ચૌદ પરગણા ગુજરાતમાં કહેવાય. એનો મુખ્ય ગુરુદ્વારે ગામ 'દૂધરેજ' તા-જિ સુરેન્દ્રનગર ત્યાં 'વડવાળાધામ'(વડવાળાનું મંદિર) છે. એવું કહેવાય છે કે કોઈ સંતે ત્યાં દાંતણની ચીરી રોપી તો એમાંથી વડ પાંગર્યો. મૂળ તો ત્યાં રામજી મંદિર છે. એ મંદિરનો આ સમાજમાં ભારે મહિમા છે.

**રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા**

આ સમાજ સામાન્ય રીતે સાદો ખોરાક લે છે. દૂધ-ઘીનો અને બાજરીનો ઉપયોગ વધુ કરે છે.

રોટલા, શાક, ખીચડી, દૂધ, શીરો, ખાજાં, મોહનથાળ, સુખડી, ખીરનો આહાર વધુ લે. ઉનાળામાં ઘઉંને શિયાળો-ચોમાસુમાં બાજરીનો ઉપયોગ વધુ કરે.

વાર તહેવારોમાં વેવાઈ વરોટમાં કે દીકરીને પિયરથી મિઠાઈ-સૂકોમેવો વગેરે આપવામાં આવે છે.

### ખેતી સંબંધી વિધિ

વૈશાખ સુદ ત્રીજે આ સમાજના પુરૂષો ખેતી- જમીન હોય તો ખેતરમાં હળોતરાં કરે. ખેતીનું મૂરત કરે. ઓજાર સજાવે, બ્રાહ્મણ જે દિશામાં મૂરત આપે એ દિશામાં હળ, ટ્રેક્ટરનું, કલ્ટી, વગેરે (કલ્ટીવેટર)રાખી મૂરત કરે.

અષાઢે વાવણી સજાવે.

પશુઓની લે-વેચ માલધારીઓ એકબીજા પાસેથી અરસપરસ કરે. સામાન્ય રીતે આ લોકો પશુમેળા યોજતા નથી. દૂધાળા પશુઓના મેળા થતા નથી.

કાંકરેજ ઓલાદનો બળદ સવાઈ ચાલનો મનાય છે.

પશુઓને સંતાનોની જેમ પ્રેમથી સાચવે.ખુબ લાડ લડાવે એના અદકેરાં જતન કરે.

### પ્રજનન સંબંધી માન્યતા

આ સમાજમાં દીકરાનું મહત્વ વધારે છે.

### ગુઢ વિદ્યા

આ સમાજ મેલી વિદ્યામાં પણ માને છે. ભુઆ વિદ્યા : ખૂબ માને છે. લગભગ એમના દરેક ગામમાં ભૂવા હોય છે. ભૂવાજીને આદર સન્માન ખૂબ મળે છે. વળગાડ ઈત્યાદિ હોય તો ભુવા પાસે દર્દીને લઈ

જાય.

-જાદુમાં : હા માને છે.

- મંત્રમાં : હા માને છે.

-અનુષ્ઠાન : નવરાત્રિમાં અનુષ્ઠાન કરે છે. કુળદેવીને નૈવેદ્ય કરે, ઉપવાસ કરે, ભૂવાજી રમેણ કરે, ખાસ કરીને ચૈત્ર મહિનામાં રમેણ કરે. થાળી, ડાકલાં વગાડે.

**- વ્રત :**

નાગપાંચમનું વ્રત કરે છે. નાગ પાંચમે શ્રીફળ વધેરી, પાણિયારે દીવો કરે. ભીંત પર કંકુથી નાગદેવતા બનાવી રૂના નાગલાં ધરાવે. દીવોબત્તી કરી ખાજાં, શ્રીફળ, મગની પલાળેલી દાળ અને બાજરીના લોટ-ગોળ-ઘીની કુલર બનાવી ગોગામહારાજને ધરાવે. ઉપવાસ કરે. મેળે મ્હાલવા જાય. બાળકોને રમકડાં અપાવે. ચગડોળમાં બેસાડે. ગોગામહારાજનાં મંદિરે દર્શને જાય.

ભાઈબીજનું વ્રત પણ કરે છે. આ બંને તહેવારે દૂધ ન વેચતા આડોશપડોશમાં આપે, ભગવાનને ધરાવે, ધરાકને મર્હૂતમાં આપે. જેને 'અણૂજો' પાળવો કહેવાય છે.

ષોડસ સંસ્કારમાં પણ માને છે. ગોકુળ આઠમનો મોટો મેળો ભરે છે. સહુ ઉપવાસ કરે છે. ફરાળમાં શીરો,(રાજગરાની) પૂરી, બટાકાની ભાજી, કાતરી વગેરે લેવામાં આવે છે.

જુવાન નરનારી આ મેળામાં સુંદર વેશભૂષા કરી જાય છે. ઉત્સાહથી મેળો મ્હાલે છે. મુક્ત મને સ્ત્રી-

પુરૂષ એકબીજા સાથે હળેમળે, ઠઠ્ઠા મશ્કરી કરી આનંદ કરે છે.

મહાસુદ આઠમનું ખૂબ મહત્વ છે. આ સમાજમાં આ દિવસે ખોડિયાર માતાની સાનીનો પ્રસાદ કરે છે. આ સાની તલ-ખાંડ-ગોળમાંથી બનાવવામાં આવે છે. સામાન્ય રીતે પ્રથમ દીકરાની સવામણ સાનીનો પ્રસાદ માતાજીને ધરાવવામાં આવે છે. કુટુંબની બેન દીકરીઓને તેડવામાં આવે છે. સમૂહમાં સૌ ખોડિયાર માતાના મંદિરે જઈ શ્રદ્ધાપૂર્વક આ વિધિ કરી દીકરાના આયુષ્ય માટે પ્રાર્થના કરે છે. ઉત્તર ગુજરાતમાં આનુ ખૂબ મહત્વ છે. પટેલોમાં પણ આ રિવાજ જોવા મળે છે. ઉત્તર ગુજરાતના વરાણામાં ખોડિયાર માતાનું મંદિર છે. અને ભાવનગરથી બારેક કિલોમીટર દૂર આવેલ ખોડિયાર માતાના મંદિરે આ વિધિ થાય છે. આ દિવસે ખૂબ મોટો મેળો ભરાય છે.

**વારસાઈ**

આ સમાજમાં ઘર, જમીન, દાગીના, રાચરચીલું 'ભઈએ ભાગે' વેંચવામાં આવે છે. મિલક્ત અને માલઢોર પણ સરખે ભાગે વેંચાય છે. મુખ્યત્વે પશુધન વારસાઈમાં સરખે ભાગે મળે છે.

**-પરંપરા :**

નવરાત્રિમાં માતાજીની પલ્લી ભરવાની પરંપરા પેઢી દર પેઢી ચાલતી આવે છે. આસો અને ચૈત્ર માસની નવરાત્રિમાં આ પલ્લી ભરાય છે. માતાજીને કપડામાંથી બનાવેલા ઘોડા પણ ધરવામાં આવે છે.

-પિતાનું કર્જ :

મિલકતની સાથે દેવુ પણ સ્વાભાવિક રીતે વારસામાં મળે છે. જમીન, ઢોરઢાખર જ મુખ્યત્વે આ સમાજની મિલક્ત છે.

કસબમાં તો ભૂવાનો દીકરો ભૂવો જ બને છે. હવે નવી પેઢીમાં આ ચલણ ઓછું થઈ ગયું છે.

-વચન પાલનમાં ખૂબ માને છે. સુખી રબારી પાસે જમીન હોય. ઢોરઢાખર દૂધાળા પશુઓ પાળવા એમનો મુખ્ય વ્યવસાય.

**કરાર, બોલી/ કબૂલાત**

દૂધાળા પશુઓનો અને ખેતીનો, જમીન લે-વેચનો મુખ્ય વ્યવસાય છે. પશુઓની લે-વેચ માલધારી સમાજ અરસપરસ કરે છે. પણ એવું દૃઢપણે માને છે કે પશુ ઠેકાણે ન આપવું.

ઝઘડાની પતાવટ વડીલોની હાજરીમાં, સમાજના અગ્રણીઓની હાજરીમા કે ભુવાને પુછીને ઝઘડાની પતાવટ કરે. બહુપત્નીત્વનો રીવાજ આ સમાજમાં નથી. હા બાળકો ન થતાં હોય તો જ બીજી પત્ની કરે છે. સામાન્ય રીતે આ સમાજ માયાળુ સમાજ છે. દેસાઈ કરતાં દેહણનું-રબારી કરતાં રબારણનું ઘર-કુટુંબ ખોરડામાં વધારે વર્ચસ્વ જોવા મળે છે. રબારી કરતાં રબારણ વધુ હોશિંયાર જોવા મળે છે. જમીન વહેંચણી સરખે ભાગે થાય છે. સંતાન દીકરાનું મહત્વ ખુબ છે. ફેમીલી પ્લાનીંગમાં ન માને. કન્યાસાટુ સાટોપેટાનો હજીય રિવાજ છે. બહુપતિત્વનો રિવાજ નથી. લગ્નપૂર્વે જાતિય સબંધોમાં નથી માનતા. પોતાના ગોત્ર

સિવાય અન્ય ગોત્રમાં લગ્ન થાય. જો સાળા ન હોય અને અનિવાર્ય પણે રહેવું પડે એમ હોય તો જ ઘરજમાઈ થવાનું રબારી પસંદ કરે છે.

**સમાજનો પંચ/ કાનૂન**

સમાજના પંચમાં જે મુખ્ય હોય અને 'આવલિયા' કહેવાય છે.

**-જમીનનો કાનૂન :**

દેવદેવની ચૂક કરે તો શિક્ષા હા, જો ચૂક કરે તો શિક્ષા થાય. આ શિક્ષા ભૂવા મારફત થાય એમાં ધર્માદો કરાવવામાં આવે. (પણ દાણા પંખીને ચકલાને ચણ, બાળકોને ખવડાવવું, પાંજરાપોળે આપવું વગેરે.)

**- સંપત્તિનો કાનૂન :**

આમ કોઈ લેખિત કાનૂન નથી. સરખે ભાગે વહેંચણી થાય છે.

**- સ્ત્રી-પુરૂષના ઝગડાનો કાનૂન :**

સમાજના પંચ દ્વારા નિર્ણય લેવાય છે. બંન્ને પક્ષના પંચ સમજી વિચારી નિર્ણય લે છે. છૂટું કરવા પૈસા આપવા પડે છે. પત્નીને છુટુ જોઈતું હોય તો તેણે પતિને પૈસા આપવા જ પડે છે.

**હુન્નર કલા (આવડત)**

**૧. કલા- સંગીત, નૃત્ય, નાટય, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય :**

સંગીત, નૃત્ય, ચિત્ર, સાહિત્ય વગેરે જેવી લલિત કલાઓમાં આ સમાજનું પ્રતિનિધિત્વ ઓછું જોવા મળે છે.

**૨. કસબ, હુન્નર**

ભરતકામ : રબારીભરત ખૂબ પ્રખ્યાત છે. કેડિયું, કોટિ, ચૂંદડી, ચણિયા, ચાકળા, તોરણ વગેરેમાં સ્ત્રીઓ રબારી ભરત સુંદર અને સફાઈદાર રીતે કરે છે.

મોતી કામ : સામાન્ય રીતે કીડીયા-ઝીણાં મોતીના મોતીકામમાં આ સમાજની સ્ત્રીઓ માહેર છે. તેઓ મોતીમાંથી ઈંઢોણી, તોરણ , ટોડલાં, બેડા વગેરે બનાવી ઘર સજાવે છે.

માટીકામ : પહેલાના સમયમાં આ સમાજના વડીલો જાતે જ માટીની કોઠીઓ બનાવતા. માટીના કબાટ જેને 'મજૂસ' કહેવાય છે એ પણ બનાવતા. જેમાં 'રોટલા' મૂકાતા.બળદનો 'રાશ', 'જોતર' 'મોટડાં' પણ સૂતરમાંથી જાતે બનાવતા. આ લોકો ખાટલાનું 'વોણ' પણ જાતે જ ભરે છે. આ બધા હુન્નરમાં હોશિયાર પાંચ-સાત-નવ રબારી તો પ્રત્યેક ગામમાં મળી રહે.

## પશુ-પંખી વિશેનો દૃષ્ટિકોણ

પશુ -પંખી પ્રત્યે ભારે દયાળુ અને સમભાવ રાખનારી આ કોમનો શરૂઆતમાં પશુનો વ્યવસાય વધુ હતો તેથી પશુ પ્રત્યે ખૂબ પ્રેમભાવ ધરાવે છે. મૂંગા ઢોર -ઢાંખરની ભાષા આ સમાજ સારી રીતે જાણે છે. ગાયને માતા તરીકે પૂજે છે.

પશુ એમના જીવનના મુખ્ય સહાયક ચાલક છે. બિલાડી આડી ઉતરે તો નુકશાન થાય. ચિબરી બોલે તો કંઈક ખરાબ થાય. કૂતરા રુએ તો કોઈક મરી જાય એવી માન્યતા ધરાવે છે. કૂતરાને યમના દૂત તરીકે માને છે.

**૧. વરસાદની આગાહી આપનારા :**

વરસાદની આગાહી તો ભૂવા આપતા હોઈ એમાં પશુ-સહાય લેતા નથી. ચૈત્ર મહિનામાં રમેણ વખતે 'માતાજી' ને જ પૂછે છે. ભૂવાજી અને એને આધારે વરસાદની આગાહી કરે છે.

બળદને ખેતીમાં મદદ કરનાર ગણે છે. હવે તો ટ્રેકટરથી ખેતી કરે છે.

નાગ, દેવચકલી, ગાયને શુકનિયાળ માને છે.

જો બાળક જીભ વારંવાર બહાર કાઢતું હોય તો અપશુકનિયાળ માનવામાં આવે છે.

**વનસ્પતિ જગત/ પ્રાકૃતિક તત્વો વિષેની દૃષ્ટિ**

વનસ્પતિનો ઔષધિ તરીકે ઉપયોગ કરે. માથુ ચડે તો આકડાના પાન ગરમ કરી તેનો રસ કરી માથે લગાડે. ડમરો, તુલસી, અરડુસી વગેરેનો ઉપયોગ જાણે.

- વિધિમાં પીપળો, વડ, ખીજડો પૂજાય છે.

**કેટલીક વિશિષ્ટ માન્યતા :**

તુલસી, લીમડાને મોર જલદી આવે તો વરસાદ જલદી આવે. વળી જો લાલ રંગની ટશરો ફૂટે તો પણ જલદી વરસાદની એંધણી મનાય છે. ઉપરાંત કીડીયારું ઊભરાય કે ઘેટાં-બકરાં બેસે નહીં હરફર કર્યા કરે તો પણ વરસાદ જલદી આવે એવું મનાય છે.

પ્રથમ વરસાદે નદીમાં 'રેલો' ચડાવવાનો રીવાજ છે. દૂધ, ગંગાજળ, ઘી, સાકર, મધનું ૧૦૦ ગ્રામ ૨૦૦ જેટલું પ્રવાહી મિશ્રણ કરી પાણીના નવા આવરાને વધાવે. કાનમાં દુખાવો થતો હોય તો નદીમાં રેલો ચડાવવાની બાધા રાખે. ચાલુ પાણીના પ્રવાહમાં શૌચક્રિયાનો નિષેધ છે. નદીને પવિત્ર ગણે છે.

**કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ**

સંયુક્તકુટુંબો વધુ હોય છે. કુટુંબ-સમાજ પ્રત્યેની તીવ્ર ભાવના હોય છે. કુટુંબના વડાનું મહત્વ છે. મોભીને 'ભા'કહેવામાં આવે છે. સૌ એમને પૂછીને ચાલે છે. માતા-પિતાનું સ્થાન આદરપાત્ર છે. જીવનસાથીની પસંદગીમાં વડીલોનો જ આગ્રહ-અભિપ્રાય પસંદગી માન્ય ગણાય છે. પહેલાં તો આખું કુળ-ઘર જોવાતું પછી જ સંબંધ થતો. એટલે એમ કહેવાય કે 'હાડકું' જોઈને સંબંધ કરતાં.

**મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)**

મિત્ર માટે જીવ આપી દે. જતું કરવાની ભાવના ઓછી. દુશ્મની થાય તો બદલો લેવાની તીવ્ર ભાવના જોવા મળે છે. બદલો ન મળે ત્યાં સુધી જંપે નહિ. કોઈ બેન-દિકરી સામે કૃદૃષ્ટિ કરે કે વસ્તુ ચોરી જાય અથવા તો ખેતર કે ખળામાંથી વસ્તુ ચોરાય તો એમ મનાય કે 'સાલો મારી આબરૂ લઈ ગયો.' બદલો લીધે મૂકે.

ઓળખાણ : સાહજિક રીતે બધી પૂછપરછ કરે, કરીલે, બે રબારી ભેગા થાય તો ગમે ત્યાંથી ઓળખાણા કાઢે. સ્ત્રી-પુરૂષ અજાણ્યા હોય તોય સાહજિક રીતે સંકોચ વગર વાતે વળે.

**વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા**

- નદીમાં પેશાબ ન કરવું અને જો કરે તો અપવિત્ર માનય.

સૂર્ય, ચંદ્ર, નદી પવિત્ર ગણાય છે. આ સમાજમાં સૂર્ય, ચંદ્ર સામે કે નદીમાં શૌચક્રિયા આ લોકો ન કરે.

**અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા**

પટેલ, વાણિયા, બ્રાહ્મણ વગેરે જ્ઞાતિને ઊંચી ગણે લેવડ-દેવડ કરે.

પોતાનાથી નીચા સાથે ઉઠક-બેઠક ચા-પાણી, ભોજન, બેટી વહેવાર ન કરે, ઉચ્ચકુળના પ્રસંગોમાં આમંત્રણથી હાજરી આપે. તેર તાંસળી(એટલે કે રબારી, ભરવાડ, સઈ, સુથાર-આહિર-રાજપૂત, પટેલ, લુહાર, પ્રજાપતિ વગેરે) હોય ત્યાં સુધી વાંધો નહીં એ સિવાયની કોમોને નીચી ગણી એમનાં ત્યાં પાણી ન પીએ, એમના વાસણમાં ન ખાય.

**પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના**

જગ્યા : મંદિર અને મંદિરનો ભાગ પવિત્ર માનવામાં આવે છે.

સમય : સવારનો પ્રભાતનો સમય પવિત્ર ગણે, વહેલી પ્રભાત માટે 'રામવેળા' 'રાજાકર્ણ વેળા' (કર્ણ બહુ દાનવીર હતો તેથી) જેવા શબ્દો પ્રયોજે. સાંજનો સમય પણ પવિત્ર ગણે. 'ગોધૂલિ' 'ગોરજ' વેળા પવિત્ર ગણે.

સ્ત્રી-પુરૂષ : સ્ત્રી-પુરૂષનો સમાન દરજ્જો માને છે.

બાળક : બાળકને પવિત્ર ગણે. ખૂબ લાડ કરે પણ દીકરી કરતા દીકરાને મહત્વ વધુ આપે.

સમાજ અને અન્ય સમાજ : પોતાના સમાજ પ્રત્યે વધુ ઝૂકાવ જોવા મળે.

**કુદરતી તત્વો :**

વનસ્પતિ : ખીજડો ખૂબ પવિત્ર ગણે છે.

પ્રાણી : ગાય, ભેંસ સાંઢ, ઊંટ વગેરેને પવિત્ર ગણે છે.

ઘરના ભાગો : મંદિર, સ્થાનક પૂર્વજ વગેરેનું, પાણિયારું, ઊંબરો વગેરેને પવિત્ર સ્થળ ગણે છે.

ગમાણ : મુખ્ય વ્યવસાય પશુપાલનનો હોઈ રક્ષાબંધન, નાગપાંચમ વગેરે દિવસોએ ગમાણમાં દીવો કરે છે. કારણ કે ત્યાં ઢોર બંધાતા હોઈ નાગદેવતા એમનું રક્ષણ કરશે એવી માન્યતા છે.

દારૂ : ખૂબ વર્જ્ય છે. માતાજીના ઉપાસક હોઈ દારૂનો નિષેધ છે.

રોગો : પહેલાના સમયમાં માલધારીઓનું વિચરતું જીવન હતું તેથી ચાલવાનું ખૂબ થતું હોઈ સાંધાના, વાના રોગ થાય સ્ત્રીઓને ખેતરેથી પશુ માટે ચારના પોટલાં ઉપાડીને લાવવાના થતા હોઈ ગરદન અને કમરમાં દુખાવાના રોગ થાય. બાકી ઘી, દૂધનો ખોરાક હોઈ આ સમાજ શારીરિક રીતે ખૂબ મજબૂત છે.

ડાકણ-ભૂત-પ્રેત : આ બધામાં ખૂબ માને. ડૉક્ટર કરતાં ભૂવાજી પર વધુ શ્રદ્ધા રાખે. કુળદેવીના મંદિરે ભુવા પાસે વિધિ કરાવે.

રાંધેલો ખોરાક : ગાયને નીરે. વધેલો ખોરાક પશુને ખવડાવે.

ભોજન વખતની હાજરી : આખુ કુટુંબ સાથે જમે. કુટુંબપ્રેમ ખૂબ હોઈ કોઈને મૂકીને ન ખાય. કાંસાના વાસણમાં જમે 'કાંહાના તાંહળા'માં જ દૂધ પીએ.

**મનોરંજનની રીતો**

બેનો ઋતુ પ્રમાણેના ગીતો ગાય. લોકગીતો ગણગણે, માલધારી પશુ ચરાવવા જાય ત્યારે ગાતો જ હોય. મોજીલાપણું અને આનંદી સ્વભાવ ધરાવનારા આ લોકો વાતોના ખૂબ રસિયા છે.

**સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો**

સાહજિકતામાં માનનારો આ સમાજ માયાળુ, દયાળુ અને ભોળો છે. પણ દૃઢ મનોબળ ધરાવનારો છે. વળી, મૂંઝાય નહીં. ગમે તે આંટીઘૂંટીમાં રસ્તો કાઢે જ. અબોલ પશુની ભાષા ઓળખનારો આ સમાજ માણસને પારખવાની આગવી શક્તિ પણ ધરાવે છે. પરંતુ સહજ જીવન જીવે. બહુ લાંબુ ન વિચારે. તડને ફડ કરતાં વિચાર ન કરે. પોતાના સમાજ માટે એકતાની ભાવના ખૂબ ઊંચી બહારનાને પોતાનાથી દૂર રાખે. સમૂહમાં રહેવાની ખાસિયત ધરાવે છે. ઘરે આવેલ પરોણાને ભૂખ્યા ન જવા દે. આગતા સ્વાગતા ખૂબ કરે. સાજે માંદે આખો સમાજ ખબર કાઢવા ઉમટી પડે. 'માણસ'નો ખૂબ મહિમાં કરે.

**સમાજની ભાષા**

ભાષાનું નામ :

ગુજરાતી (શિષ્ટ માન્ય ભાષા) પરંતુ જે પ્રદેશમાં સમાજ વસતો હોય તે પ્રદેશની સ્થાનિક બોલીમાં વ્યવહાર ચલાવે છે. ઉત્તર ગુજરાતની પટ્ટણી, સૌરાષ્ટ્રની કાઠિયાવાડી, મધ્યગુજરાતની ચરોતરી, દક્ષિણ ગુજરાતની ચરોતરી બોલીમાં વહેવાર ચાલે છે. વળી બાર ગાઉએ બોલી બદલાય એનો લહેકો પરગણાં પરમાણે એમની બોલાશમાં ભળે છે.

- પ્રદેશ-વિસ્તારની ભિન્નતા ઉપર જણાવ્યા મુજબ સ્થાનિક બોલીનો રંગ/લહેકો ભળે છે.
- સમગ્ર ગુજરાતમાં આ સમાજ પ્રસરેલો છે.
- આ પ્રદેશના લોકો નોકરી ધંધાની શોધખોળમાં જુદા જુદા પ્રદેશમાં જઈ વસ્યા? :

સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાતમાં આ સમાજના લોકો વધુ પ્રસરેલા જોવા મળે છે. હવે તો અન્ય નોકરી ધંધે વળ્યા હોઈ સૂરત, મહેસાણા, અમદાવાદ જેવા મોટા શહેરોમાં પણ જઈને વસ્યા છે.

## સંગીત/ નાટય અને સાહિત્ય

વાદ્યના પ્રકાર :

ચૈત્ર મહિનાની રમેણ સમે ભુવાજી ધૂણે ત્યારે અન્ય જાણકાર ડાકલું વગાડે. આ ડાકલું ચામડાનું બનેલું હોય. થાળી પણ વગાડે (ક્યારેક)

નૃત્ય : પરંપરાગત નૃત્યો જોવા મળે. રાસ, ગરબા, હીંચ અને ત્રણ તાળી વધુ પ્રિય. થાળી લઈને પણ નૃત્ય કરે. (ખાસ કરીને સ્ત્રીઓ) પુરૂષો તલવાર, લાકડી ખેલે, શારીરિક રીતે ખડતલ આ સમાજ બહાદુરીથી ખેલ કરે.

રમેણઃ ભૂવો ધૂણે ત્યારે રમેણ ગાનારા બીજા હોય. યુવાનો વગડે ઢોર ચરાવતી વખતે, ખેતી સમયે, નિરાંતના સમયે વડીલો પાસેથી રમેણ ગાતા શીખે.

નાટક : નાટયક્ષેત્રો આ સમાજનું લગભગ કોઈ પ્રદાન જોવા મળતું નથી. નાટયલેખન, નાટયભજવણીની બાબતમાં ઉદાસીન.

ગીત કરતાં કથાવાર્તામાં વધુ રસ ધરાવનારો આ સમાજ વાતો સારી માંડે ખાસ કરીને કુટુંબના વડીલો વાર્તાઓ માંડે.

આ સમાજના સામયિકોમાં 'ગોપાલબંધુ' સૌથી પ્રખ્યાત છે.

**મૌખિક સાહિત્ય :**

કંઠોપકંઠ પરંપરાથી ઉતરી આવેલા લોકગીતો જોવા મળે.

દળતી વખતના, વલોણાના, ગામ ગોંદરાના, વરસાદના, ગાડા ચલાવતી વખતના, દોરી દોરડા બનાવતી વખતે ગવાતા ગીતો જોવા મળે.

વ્યવસાયિક ગાયકો ઘણાં છે. જેઓ રમેણની, માતાજીની, રાસ-ગરબાની કેસેટો બનાવી ઘણું કમાય.

**રબારી :**

આ સમાજનું જીવન આરંભે ભટકતું જીવન હતું તેથી બધા મારગની જાણતલ હતી આ પ્રજા. કોઈ પણ પથિક માટે આ પ્રજા 'રાહબર'-રાહ બતાવનારી, રાહબરી હતી તે પરથી અપભ્રંશ થઈ 'રબારી' શબ્દ રચાયો. 'રાહબારી' એ મૂળ તો અરબી શબ્દ પરથી આવ્યો છે. રેવડ એટલે 'ઢોરકે પશું' કે પછી ઘેટાનું ટોળું અને પશુઓના ટોળાને ચારનાર સાચવનાર 'રેવાડી' તરીકે ઓળખાતો હતો. પછીથી અપભ્રંશ થતાં 'રબારી' શબ્દ થયો.

**રાયકા :**

રાય નામની એક અપ્સરાનો પુત્ર અને એમાંથી જે વંશ રચાયો તે 'રાયકા' તરીકે ઓળખાયો એવું મનાય છે.

**દેસાઈ :**

દેશ-હાઈ (દેહાઈ) એટલે કે જેમ કોઈને ગામહાઈ હોય(એટલે કે ચિંતા), કોઈને કુટુંબહાઈ હોય એમ દેશ માટે હાઈ ધરાવનારા એટલે કે દેશ માટે ફીદા થનારા તેથી દેહાઈ-દેસાઈ ભગવદ્ગોમંડળના પાના નં. ૪૫૫૬ ઉપર દેસાઈ શબ્દ વિશે કહેવાયું છે કે દેશના રક્ષણ માટે અને મહેસુલ વસુલ કરવાના બદલા તરીકે રાજ્ય તરફથી જમીન ભોગવનાર માણસનું જમીનદાર, જાગીરદાર, દેશ કે પરગણાંની જમીનની પેદાશ ખાઈને રાજ્ય તરફથી લૂંટારા અને કિલુરીઓથી દેશની સંભાળ રાખનાર વંશે પરંપરાનો વતનદાર રાજ્યની કરેલી સેવા બદલ મળેવી ઈનામી જમીનનો માલિક રબારી -ભરવાડ માનવાચક તરીકે આ શબ્દ વપરાય છે.

**હીરાવંશી :**

હીર એટલે શંકર ભગવાનની જટા, આ જટામાંથી ઉત્પન્ન થનારી આ પ્રજા 'હીરાવંશી' કહેવાઈ. શંકર ભગવાને નંદીની રખેવાળી માટે જ્યારે માણસની જરૂર પડી ત્યારે પોતાના પગના વાળણાંથી જેને ઉત્પન્ન કર્યા તેથી પણ હીરાવંશી કહેવાય.

**માલધારી :**

'માલ' એટલે કે પશુઓને ધારણ કરનાર તેથી 'માલધારી' પણ કહેવાયા.

**ગોપાલક :**

ગાયોને પાળનાર આ પ્રજા ગોપાલક તરીકે પણ ઓળખાય છે.

રબારી સમાજ વિશે જુદી જુદી કિંવદતીઓ પણ અસ્તિત્વ ધરાવે છે.

પરશુરામે ૨૧ વખત પૃથ્વી ક્ષત્રિય વિહોણી કરી પણ એકસો અને તેત્રીસ ક્ષત્રિયકુળો કયાંક સંતાઈ જતાં બચી ગયા તે વિહોતર કહેવાયા. વીસ-હો-તેર-૨૦-૧૦૦-૧૩ વર્ગોને વિહોતર તરીકે ઓળખ્યા એવી એક માન્યતા છે. આ સમાજ વીસ હાથવાળી 'વિહોત' માતાને પણ માને છે.

ભગવાન શંકરને પાંચ પગવાળો ઊંટ હતો. તે ઊંટ પાર્વતીજીના બગીચામાં ફૂલ છોડને નુકશાન કરતો. પાર્વતીજીએ ભગવાન શંકરને ફરિયાદ કરી. બીજા દિવસે પાર્વતી સ્નાન કરવા બેઠા અને પોતાના શરીરના મેલમાંથી એક પુતળી બનાવી. ભગવાન શંકરે સમડાના વૃક્ષ નીચે ઊભા રહી આ પુતળીને સજીવન કરી. આ જે માણસ ઉત્પન્ન થયો તે સાંબડ કહેવાયો. રબારીઓમાં પ્રચલિત દંતકથાને આધારે તેઓ પોતાની ઉત્પત્તિ મહાદેવમાંથી માને છે. મહાદેવે પાર્વતીના ઊંટની રક્ષાર્થે એમને ઉત્પન્ન કર્યો. કૈલાસએ એમનું આદિ નિવાસ સ્થાન છે. એ માન્યતા જોવા મળે છે. વખત જતાં સાંબડે મા પાર્વતીજી સમક્ષ પોતાના લગ્ન માટે કંઈક વિચારો તેવી વિનંતી કરી. પાર્વતીજીએ જવાબ આપ્યો કે આવતી કાલે સવારે તું નદીએ સ્નાન કરવા જજે ત્યાં જે અપ્સરાઓ સ્નાન કરવા આવે છે. એમાં તને જે ગમે તેના કપડાં લઈ આવતો રહેજે. બીજા દિવસે સાંબડે સ્નાન કરવા આવેલી અપ્સરાના વસ્ત્રો લઈ લીધા. તે પાર્વતીના ભવનમાં આવી સંતાઈ ગયો.

સ્નાન બાદ 'રાઈ' નામની અપ્સરાના કપડાં ના મળતાં તપાસ કરી તો ખબર પડી કે પાર્વતીના ઊંટનો રખેવાળ કપડાં લઈ ગયો છે. અન્ય અપ્સરાઓ પોતાના કપડામાંથી એક એક હાડીને 'રાઈ'નું વસ્ત્ર બનાવ્યું. બધાં ફરિયાદ કરવા પાર્વતી પાસે આવ્યાં. પાર્વતીએ જવાબ આવ્યો કે સાંબડ જે કહે તે આપો તો તમારા વસ્ત્ર પાછા આપી દેશે. અપ્સરાઓ મજૂંર થઈ સાંબડે 'રાઈ' સાથે લગ્ન કરવાની માંગણી મૂકી. વચન અનુસાર અપ્સરાએ તે સ્વીકાર્યું. આમ રબારીના આદ્ય પુરૂષ સાંબડનું અપ્સરા 'રાઈ' સાથે લગ્ન થયું. એવી માન્યતા છે કે રબારીઓમાં 'સાંબડા' શાખ અતિ પવિત્ર છે.

રબારી શબ્દ 'રેવડ' શબ્દ પરથી આવ્યો હોવાનું મનાય છે. રેવડ એટલે ઢોર કે પશુ કે પછી ઘેટાનું ટોળું એને સાચવનાર 'રેવાડી' તરીકે ઓળખાતો. એના પરથી રબારી શબ્દ આવ્યો.

એક માન્યતા મુજબ રબારીઓ બલુચિસ્તાનમાંથી આવ્યા છે ત્યાં તેમની મૂળ માતા હિંગળાજનું સ્થાનક છે. ત્યાંથી પંજાબ, સિંધ, મારવાડ થઈને ગુજરાત-સૌરાષ્ટ્રમાં આવ્યા.

રબારી સમાજની વંશાવલી લખતા મોટાભાગના બારોટોના ચોપડામાં ૯મી સદી દરમ્યાન ૧૮૦૦૦ પશુપાલકોના કુટુંબનું ભિન્નમાલમાંથી ઉત્તર ભારત તરફ સ્થળાંતર થયું. ૯મી સદીમાં તેઓ ગુજરાતમાં પ્રવેશ્યા હોવાનો મત છે.

રબારીઓ કચ્છ, જેસલમેર, ઉત્તર મારવાડ, ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરે સ્થળે જોવા મળે છે.

પુરૂષ- તદ્દન ઝુલતા કાછોટાવાળી પહોળી ધોતી(પછેડી) માથે લાલ અથવા કાળી કિનારની સફેદ

પાઘડી, લાંબી બાંયનું કેડિયું, કેડે ઉન અથવા ચામડાનો મોટો પટ્ટો સામાન્ય પોષાક (કેડિયું-આંગડી)

સ્ત્રી ઉનની બાંધણીવાળી કાળી ઓઢણી જેને લૂડી અથવા લોડી કહેવાય છે. ઘાઘરો-ઓઢણી-કમખો (વિવિધ વર્કવાળાં કપડાં) (આકર્ષક ઘરેણાં) ભરત-આભલાં હોય જ.

**ગણેશ સ્થાપના :**

ગણેશ કીશી હું તો ભોયની બેસઉં
બેસો બેસો મું તો પોમરીયાની સેંડે
મારા ગણેશ દુંદાળા
ગણેશ કીશી હું તો ભૂખ્યો નહી બેસુઉં
બેસો બેસો હું તો ગોળ સેરા રવે
મારા ગણેશ દુંદાળા
બેસો બેસો હું તો ઘઉં સેરી ગણ્યો
મારા ગણેશ દુંધળા
બેસો બેસો હું તો ઘી ય સેરા ડબ્બા
મારા ગણેશ દુંધળા

**પીઠી**

ઘઉં વે મગની પીઠી
સોળો સોળો રીંકુ બેન પીઠી
સોળ તે તો દાદો જોઈ વળયા
ઈમની દીકરી પરણાવી જગ જીત્યા
સોળો સોળો રીંકુ વેન પીઠી
બેનના મામા વેલેરા આવો

પાટણની પોણીહારી ગઢળે પાણી ભરવા જાય
મારો સે નગરીનો રાજા
ચેળે સી દીલ્લીનો દીવાન
વચ્ચ મો સી ભરત ભઈ દેહઈ ઘોડો પાવા જાયા
કંજે રે પોણીહારી તારી હઢ્ઢણી ન મુલ
હઢ્ઢણી મા ઝુલ રેહી ઘોડ રેહી દેહઈ
કુવા મો નોસી કાંસલી તેની ઉજી કારોલી કારેલી ભી કારેલી

કાજલ કે મારે માને-બાપ ચોથી લાવું
માને બાપ ગોમનો સરપંચ માને બાપ
લેને કાજલ મા ને બાપ કારેલી ભી કારેલી
કુવા મો નોસી કાંસલી તેની ઉજી કારેલી ભી કારેલી
મીના કે મારે માને બાપ ચોથી લાવું
માને મા ને બાપ ગોમનો પાડો તારો બાપ-ગોમની ભેંસ તારી મા
લેને મીના માને બાપ કારેલી ભઈ કારેલી

ઓઢું ઓઢું પાવા ગઢની ચુંદડી ચુંદડી ઓઢું
તો ધરતી ઢકાય રે પાવા ગઢની ચુંદડી
હોરો હેરો ભરત ભઈ ચુંદડી પહેરો પહેરો રીના વહુ ચુંદડી
ચુંદડી ઓઢું તો દરીયો ડોળાય રે પાવા ગઢની ચુંદડી

કાળી કાળી વાદળીમાં વિમાન ચાલે નીચેની દુનિયા જોયા કરે.
ભણેલા આરવભઈ સંદેશ વાંચે અભણ આરવી વઉં સમાચાર પુછે
ભણેલા દેવીનભઈ ઘડીયાલ બાંધે અભણ દેવીના વઉં ટાઈમ પુછે.

મારી શેરીએ આયો વેપારી
હોરો હોરો રાહુલ ભઈ બંગડીયો
મારા ઘમો ભગડી નાર બંગડી શું એ કરું
હોરો હોરો નિલેષ ભઈ કાંસકી
મારા ઘરમાં કુંસકી નાર કાંસકી ન શુએ કરું
હોરો હોરો અંકિતભઈ કંન્ડીયો
મારા ઘરમો વડેલી નાર કંન્ડી ન શું એ કરું
હોરો હોરો સતીશ ચોપડી યો
મારા ઘર મો ચોપલી નાર ચોપડી ને શું એ કરું
ગોમના પટેલ મને એકડો ભણાયો
મારું ધારીયાલ શહેર કાયદામ નઈ રહો કાયદા મ નઈ રહો
તારું ચાણસ્મા તારા કાયદા મ રાખજે કાયદામ રાખજે
મારા સાબોડ રાણા કાયદા મ નહી રયે કાયદા મ નહી રયે.
તારા ઉમટ તારા કાયદા મ રાખજે કાયદા મ રાખજે.
ગોમના પટેલ મને એકડો ભણાયો.

ભરરે જોયબનીયામાં બેઠા કિયા બેન દાદા હો હસીને બોલાવીયા
કેમ રે દીકરી આંખોમાં આસું આવીયા
ઉંચો તો વર ના જોતા દાદા તોરણ તોડસી
ઢીંગણો તો વર ન જોતા દાદા કુટુંબ લજવ સી
ભરેરે જોયબનીયામાં બેઠા કિયા બેન દાદાયે હસીને બોલાવીયા

એકતાલી બેતાલી વેવાઈ તેતાલીની સાલમો
મે એ જોણ્યું તું વેવાઈ  એસી ઓ મેલાવ
એસી પંખાના હોહો પડાયા આવો
કસાં લા તારા પંચકવાળા માં જોયા
મેં જોણ્યુ તો વેવાઈ આઈસ્કીમ મંગાવ સી
ચા ના હોહા પડાયા ભિખારી વેવાઈ આવો
કંસાલો તારા ચાણસમા માં જોયો.

ઈંગ્લીશ ટોપો સીવડાવો રે

ટોપો આશાને પહેરાવો રે
ટોપા ઉપર કંડકટર બેસાડોરે
ડોરે અડધી ટીકીટ આખી ટીકીટ કરે
બિચારી સમજાણ કોય ન પડે બિચારી
ટોપો મમતા ને પહેરાવોરે
ટોપા ઉપર બે વાંદરા બેસાડો રે
હુપા હુપ હુપા હુપ કરે બિચારીને
સમજણ કોયન પડે બિચારી

**લગ્ન ગીત :**

**સુકનનું ગીત**

પાછલી પસીતે બેઠેલા ગણેશ
મારા ગણેશ દૂંદાળા
દેહણ મેલું ઘૂઘરીયાળો ઘાટ
મારા ગણેશ દૂંદાળા
રોજે ચળ રોજે ઉત્તરું કુંકુંળા, મારા ગણેશ દૂંદાળ

નાળિયરી શેજે ચળ શેજે ઉત્તર, મારા ગણેશ દૂંદાળા
સેજે ચળ શેજે ઉત્તર ચોખલીયાની શેજ
મારા ગણેશ દૂંદાળા
ઝેધોળા શેજે ચળ શેજે ઉતરું, મારા ગણેશ દૂંધાળા

**જાન પ્રસ્થાન થાય ત્યારે (જાય ત્યારે )**

નંદીને કિનારે રઈવાર પતંગ ઉડાડે
આયો વાયરાનો ઝોલો,
ટૂટ્યો પતંગનો દોરો
રઈવાર પતંગ ઉડાડે

તાંબા કૂંડી નવગજ ઊંડી
છણીછાં જેવાં સસરાં હોય તો
એ ગામ પૈઈણવા જજો વિરલા
અમીભા જેવા સસરા હોય તો

એ ગામ પૈઈણવા જજો વિરલા
લાડચીમાં જેવાં સાસુ હોઈ તો
એ ગામ પૈઈણવા જજો વિરલા
ભાઈ જેવા સાળા હોય તો
એ ગામ પૈઈણવા જજો વિરલા
બેનડી જેવી સાળી હોય તો એ ગામ પૈઈણવા જજો વિરલા

કાચી કેરીની સોરસ
લેજો ભાવેશભૈ વિરલા
મોલોમાં રેજો
મોલોમાં રેજો વિરલા, બગીચામાં રેજો

**જાન આગમન થાય ત્યારે (છોકરીના પક્ષવાળા)**

હવેળો તેળાયો વેવૈઈ
કવેળો સું આયો રે

તારા બાપને રૂપિયા ખૂટયા
બૈરા વેચવા રયોતો રે
કાળુ થીંગળુ ભૂલી જયોને
ધોળું ધબેવ્યું રે
તારા બાપને રૂપિયા ખૂટયા
બૈરાં વેચવા રાયોતો રે

**માયરામાં બેઠેલ છોકરીને ગવાતાં ગીત**

બેની બોઠાં સાંગા માંચીએ
કુટુંબડાંને અરજ કરે
કુટુંબ એ વરરાજા જોજો
ઓરે બેની બેઠાં કુટુંબડાંને અરજ કરે
કુટુંબ વરરાજાના દાદા જોજો
ઓરે બેની બેઠાં કુટુંબડાંને અરજ કરે
વિરા....એ વરરાજા જોજો
ઓરે. બેની બેઠા કુટુંબડાંને અરજ કરે.

**પરણીને આવે ત્યારે (છોકરો)**

દાદાઓ દાદા હું પરણીને આવ્યો
પરણીને આયો લાશેણી લાડી લાયો
ભલાંનાં ભાણેજ લાયો
મોટાનાં છોરું લાયો
કેસરીયો વર ચડે ઘેળો આયો
વિર પરણીને આયો

**જમતી વખતના ગીત :**

અમે આયાં તાં રંગભેર રમવા રે
હે અમે આયાં તાં છણીછો ગામ જોવા રે
અમે આયાં તાં કવોતરા વેવૈઈ જોવા રે
અમે આયાં તાં કળોતરા વેવૈઈ જોવા રે
અમે આયાં તાં અમી વેવૈઈ જોવા રે
અમે જોવા માં શું જોયું.

તારા વડાવળીમાં થાળિયો ખૂટી મારા રાજ
અલે મલેની વાતો ચાલી મારા રાજ
મારા છમીછાની થાળિયો છૂટી મારા રાજ
અલે મલેની વાતો ચાલી મારા રાજ
ખાવાનું પાણી, મુખવાસ
તું તો થોડું થોડું જમજે રે
મોતી વંઠેલા
તારા ઘરમાં રાંડનું રાજ મોતી વંઠેલો
તને લૂઘળાં, વાસણ, ધોવરાવસે કાલ, મોતી વંઠેલા

મારા પાણીયારે તે સેલ ધતૂરો વાયો રે,
તારૂં વડાવળી ધૂંણાધૂંણ ધતુરો વાયો રે
તારો સોમો ધૂળા ધૂંણ ધતુરો વાયો રે
તારા કળોતરા ધૂંણ્યા ધૂંણ ધતૂરો વાયો રે
મારા પાણીયારે તે સેલ ધતૂરો વાયો રે

તારાં બૈરાં ધૂણ્યા ધૂણ ધતૂરો વાયો રે,

**મરસીયા :**

દાદા :
 મારા એરાંના ઉચેલ મારો ભા
મારા પાંચાના પંચાતિયા મારોભા
મારા ટૂકડી બહાદૂર મારો ભા
સાતી ઝોરા મારોભા
લીલી વાળીના મારોભા
મારા ઝેરો માંન ભૈયાના
વાતનાં વિહમો મારોભા
નસીબરા ભાયકસાળી મારોભા
ઝેરો હાંજવેણમાં ભૂલ્યા પડયા મારોભા
હગાં વાલાંના લાભના મારોભા
ઝેરો ભૈયાના લાભના મારોભા
બાંધ્યાના સોળવનાર મારોભા

કોરેટ કાયદાના પોચેલ મારોભા
જીબની જબાયે આલનાર મારોભા
લીલી લેલાળના લીલકર્મો મારોભા
રજવાળી રાજધાની મારોભા

દાદી :

લીલી લેલાળનાં લીલ કર્મો મારી માં
વેતનાં વાવળનાર મારી મા
કોઠા ડાયો મારી મા
ઝેરો મન ભોવડાની પૂછ સાવરમારીમાં

રામતારી વાડીમાં કોના છે વિવાહ
રામના વિવાહને મતાને ઉજાગરા
રામતારી વાડીમાં કોના છે વિવાહ
કોને છે ઉજાગરા બેનીના વિવાહ
અને ભાઈને ઉજાગરા

રામતારી વાડીમાં કોના છે કોને છે ઉજાગરા
દિકરીના વિવાહ ને પિતાને ઉજાગરી
રામતારી વાડીમાં કોના છે વિવાહ
વિવાહ કોને છે ઉજાગરા મીના બેનના વિવાહ
ભરતભાઈને ઉજાગરા રામતારી વાડીમાં કોના છે
વિવાહ કોને છે ઉજાગરા રામતારી વાડીમા....

રાય ઢેલડી તારી મલક માર જોવો છે
રાય ઢેલડી હાજીપુર વેચીને મલક જોવો છે
રાય ઢેલડી ખાંભેલ વિયાજડામાં ડુલેરાય ઢેલડી
તારો મલક મારે જોવો છે
રાય ઢેલડી ચૂવાળ વેચીને મલક જોવો છે
રાય ઢેલડી પાટણવાળા વિયાજડામાં ડુલેરાય ઢેલડી
તારો મલક મારે જોવો છે

હું તો હાલી બજારમાં ચાલી બજારમાં ગઈતી રે ગુજરડી
મારા તંબોળિયાના સેલઘઢ ઊંચો બજારમાં ગઈતી રે ગુજરડી
હું તો હાલી બજારમાં ચાલી બજારમાં ગઈતી રે ગુજરડી
તારા અજીમાણાના સાંપરા નેચા બજારમાં ગઈતી રે ગુજરડી
મારા કળોતરા રાણાનો સેલગઢ ઊંચો બજારમાં ગઈતી રે ગુજરડી
મારા જાયમલભાનો ગઢ ઊંચો બજારમાં ગઈતી રે ગુજરડી
તારા ભગા વેવાઈના સાંપરા નીચા નીચા બજારમાં ગઈતી રે ગુજરડી
તારા ખાંભેલના સાંપરા નીચા બજારમાં ગઈતી રે ગુજરડી
મારા સુરપરાના સાંપરા ઊંચા બજારમાં ગઈતી રે ગુજરડી
હું તો હાલી બજારમાં ચાલી બજારમાં....

ગામના પટેલે મને એકડો ભણાવ્યો એકડી ભણાવ્યો
મને બગડો ભણાવ્યો
તારુ ચૂવાળ તારા કાયદામાં રાખજે
મારુ પાટણવાળુ કાયદામાં નહિ રે કાયદામાં નહીં રે

ગામના પટેલે મને એકડો.....
તારુ ખાંભેલ તારા કાયદામાં રાખજે મારું તંબોળિયા
માારા કાયદામાં નહિ રે કાયદામાં નહીં રે
ગામના પટેલે મને એકડો....
તારુ સુરપરા તારા કાયદામાં રાખજે મારુ સોઠવ
મારા કાયદામાં નહિ રે કાયદામાં નહીં રે
ગામના પટેલે મને એકડો...

થાળીમાં પડી બકલ વેવાઈમાં નથી અક્કલ મારા
વેવાઈ જમવાની લીલા લહેર છે
થાળીમાં પડ્યુ શાક વેવાઈને નથી નાક મારા
વેવાઈ જમવાની લીલા લહેર છે
થાળીમાં પડ્યુ રીંગણ વેવાઈ છે થોડા ઠીંગણ
મારા વેવાઈ જમવાની લીલા લહેર છે
થાળીમાં પડી દૂધી વેવાઈને નથી બુદ્ધિ
મારા વેવાઈ જમવાની લીલા લહેર છે

થાળીમાં પડ્યો હલવો વેવાઈ છે થોડો હલકો
જમવાની લીલા લહેર છે

રેગડી :
બોલો ગણપતિ ભગવાનની જય, બોલો રોષ ગોગાની જય
એ પ્રથમ પહેલા સમરું ગણપતિ ભગવાન
બીજા સમરુ આપણી કૂળદેવી ને ભલી બોણ
લાખ માળવાનીમાં બોણ તમને એ.... પછી
સમરુ કંબોઈ ગામ કળોતરા નેહુડે બહેનારી ઊગતા
સૂર્ય નારણને મળનારી સૂર્યના કિરણાને ઊગનારી
પાવોળિયા વગાડે જે....
રબારિયો મારી પંચો કળોતરાની રોષ માતા ઓઈ
ભઈ કળોતરા ખમા મજા ભઈ કંબોઈ તંબોળિયા
નવા ત્રણે ગામની રોષ માતા આઈ પાવોળિયા
વગાડ જે.......

હાલરિયું :

કૈલાશપતિ શિવ શકિતન શંકરન મળી ન જે દાડ યુદ્ધ થ્યું દેવોનું તેઘડ દરિયામાં વલણાં વલોયાં ન ઝેર પેદા કર્યું. અમૃત પેદા કર્યું ઝેર દેવોન પિવડાવ્યું અશુર ન મા હોભળો ક ન વેઘડ આવી લડાઈમાં શકરના ગળ ઝેર ઓડીન સૃષ્ટિનો નાશ ના થાય એટલે ગળ બેડાલા ગોગાન મળીન કે કચ્છ-કાઠીયાડ-સૌરાષ્ટ્રના ગીરનાર જુનાગઢના માર્ગે ચોટીલા ચામુડન મળીન કે અશુરનો ચંડ-મૂંડનો નાશ કર્યો  તે દહાડે કાળઝાળમાં વાઘરીએ ડાકલું વઘાડ્યુ તે દહાડે લાકડું કાગળ તો હૌઅું બાળ ન આગ લાગ પણ ઓને જમીન બાળી સ એવા ચામુડના પરભુન મળીન બનાસ તેરમાં નગરનું તગર કરીન પાટણની હરિવાળ લગાડીન હુહરી પડેલી ચુંવાળ ચોકમાં બહુચરાજીન મળીન મેઠી વખડીની ચેહર એવી વિરમગાંમ ભરવાડીયા દરવાજ હીશાબ લેનારી સવા સો હાથીન જમીનમાં ઉતારીન મા હાથીયા ટેબ મેલડીન મળીન બોરા વઢીયારમાં ગઢવી-ચારણની વરણાના પાધરની મારી નવ નેજા વાળી નવરણના ભાલાની નવલાખનું કટક જમાડી એક કુલડીમાં એવી ખોડીયારન મળીનમા પેલી જોગણીનો વાહો જેના પર કાળઝાળ એવી લાલ બઈ ફૂલબઈ મારી જેતોડના લેબડાની મારી સમોજ દિયાંન મળીન એયી આગળ મારી મંડાલીના માઢની મારી ખોડામાધાના ઘોડીના પેગડે ફરનારી મારી સિકોતરન મળીન રાખજો મારા રબારીઓની લાજ અને એમની પેઢીઓના

મોજા ચડતા રાખજો અને રાખજો અમારી લાજ.

મોકા-ડાલડીની સિકોતરઃ
એ...એ... અમુક વર્ષો પેલાની આ વાત સ ગોમે ગોમ રબારી ઢોર માલ રાખતા ન ગોમે
ગોમ ગાયો ચારતા પણ મારા કુદરવન કરવી કસોટીન લાગડ માડી
પણ મારા કુદરવન કરવી કસોટીન લાગડ માડી
ચાર વરહ વરસાદ ટેપુય હરમ થ્યું અન આમ કરવાં
કરતાં રબારી ઢોર હાચીન નળકંડા હોમા હેડ્યા
અન રસ્તામાં જ્યાં જ્યાં નાના નાના બળદ
ભાળ્યા ઈમ બળદ લીધે જયા અન નળકંડાની
સેમમાં પડાવ નોસ્યો એ...એ... દેશ ભગવનન
કરવી કસોટીન બળદીયામાં રોગ આયો દહાડે
દહાડે બળે ત્રણ ત્રણ બળધિયા મરવા માંડ્યા
રબારી મનો જાન વિચાર કરવા માંડ્યા કે જો આવડીત
બળધીયા મરી જાહ તો આપણે ધણીયન પૈસા

ચોથી લાઈન આલશું અન આવડાથી પૈસા આલ્યા
વણો સુટકો થાહ નહી અન રબારી હીયાટીન
ખાટલામાં બેઠા વા ન સાંજનો આરતીનો
બન્યો માડી હોમળોન મોકા ડાલડીનું દેષરલું હોયતો
ત્યાંથી માહરાજ નેહર્યા પૂછયુ અલ્યા રબારીઓન
લાજયુ કે આપણે મનો મન દુઃખી છીએ અને
અન આપણી વેદના કહીન આ સાધુ ન દુઃખી
કરવા નથી એટલે રબારી બોલ્યા કે બાપુ વાતમાં
કાંય નથી બાપુ બોલ્યા કે રબારીઓ તમારા દુઃખનો
પાર નથી તમારી વેદના કહી હભળાવોન રબારીએ
એમના દુઃખની વાત કરી બાપુ બોલ્યા ક બાજુમાં
નકળડંડા કરીન ગોમ સ ઈમાં સીકોતર માતા ખૂબ
જબરી સ ઈની માનતા બાધા કે ચોથીયુ મોનોન
કદાચ તમારા બળધિયાનો રોગ મટી જશે. રબારી ત્યાંથી
હવારે દ'હાડા ઊજે ગાયો દોઈન નળકંડાની સિકોતરે
આયા. સિકોતરની ચોથ મોની જો બળદનો રોગ

મટી જાય અને હારા પૈસે જો બળદ વેકાઈ જાય
તો એમાંથી ચોથો ભઆગ તન માતા અમે ચડાવવા
જાહુ રાતે રબારી બેઠાવા ન એમાનો એક રબારી
હુજ્યોતો ઇન સિકોતર માતા સપનામાં આઈ અન
કીધુ કે અલ્યા રબારીઓ હિયામહસો નહિ કાલે
દહાડા ઊડબવે આઠના ટકોરે હું કાળીયો બળદ ચુસી
જયે અન પછી જો મુડીની ગોડમ રોગ બધ કરુનો
તો આજ મન સિકોતરન ઓળખ કુણ એમ કરતાં
કરતાં રબારી ઊઘમાંથી ઊભો થ્યો અન બીજા
રબારીઓન મોડીન વાત કરી રબારી બધા આખી
રાતનો ઊજાગરો કરીન આઠ વાગવાની રાહ જોઈન
બેઠા તા ન આઠના ટકોરે કાળીયો બળદ ચક્કર
ખાઈન હેઠો પડ્યો અન મરી જ્યો તે દહાડે
બપોરે વેપારી આવા બળદ માજ્યા અન હારા
પૈસા આયા એટલે રબારીએ બળદ વેચી માર્યા
પૈસા રબારીના હાથમાં આયા એટલે રબારીઓન

પેલી માતાની મોનવા મોની હતી તે વીહરાઈ જી
અન વધેલી ગાયો હાચીન ઘેર આવવાર્યા ઘેર
આયા તેડાદ રાતથી જ માતા સિકોતર ઈમના
વાડામાં રાતે બૈરાનો વેહ લઈન ગાયો ભડકાવવા
માંડી અન ગાયો વાડા ભાજીન નાહવા માંડી
રબારીઓન થ્યુ કે રોજ રોજ આ કુણ આઈન
ગાયો ભડકાવ સ. આજ હોર રાસીન બેહવુ સ
રબારી હોર રાસીન બઠા તા ન એમોન
એક ઊઘી જ્યો એટલે પેલા ઊઘેલા રબારીના
સપનામાં સિકોતર આઈન કીધુ કે આલ્યા
રબારીઓ પૈસા ભાળીન ગાંડા થઈ જયા મારી
સિકોતરની માનવા ભૂલિ જ્યા મારી મોનવા નહી
કરોતો હું સિકોતર તમન મેલવાની નથી
એવામાં રબારીએ ઊઠીન બાજુમાં બેઠેલા રબારીઓન
વાત કરી રબારી બીજા દહાડે વાગતા ઢોલ નળકંઠા






જ્યા અન ત્યાં જઈન તેમને મોનેલી ચોથ પૂરી
કરી અન માતાન કીધુ કે અમે તો રબારી છીએ
અમારતો ઢોરનો ધંધો સ તારા જેવી જબરી
માતાની અમાર જરૂર સ એટલે રબારી નળકંઠાથી
સિકોતર મોકા ડાલડી લાહા ડાલડીથી
સિકોતર આખા ગુજરાતમાં આવી.

દક્ષા ભાવસાર
આટ્સ કોર્મસ કોલેજ
ચાણસ્મા




